૫૯૪૮

# બ્લેની ગીતાવળી

અથવા

આપણા લોકરક્ષી તથા લોકપ્રીય શેહેરી ડાકટર
ટામસ બ્લેનીની રૂડી કારકર્દી તથા
સુકીર્તીનાં ગરબા ગીત.

—— ○ ——

રચીને પ્રસીધ કરનાર
ડોસીબાઇ રતનજી નશરવાનજી આંત્યા.

મુંબઇ:
સ્ટેન્ડર્ડ પ્રીન્ટીંગ પ્રેસમા છાપ્યુ છે

સન ૧૨૬૪ યજદજરદી—સન ૧૮૯૫ ઇસ્વી

કીંમત ચાર આના

# અર્પણ પત્ર.

## ડાક્ટર ટામસ બ્લેની સી. આઇ. ઇ.,

જેઓ

પોતાના વૈદક ધંધાની ફતેહ તથા "જુગીના ડાક્ટર" તરી-
કેની કુશળતાથી મુંબઇના દેશી કુટુંબોમા પોતાવટના
સમાન માનીતા થયલા છે, તથા જેઓએ રાજ અને
રૈયતની સેવામા વીના સ્વાર્થે સર્વદા મચ્યા રહી
પ્રજા તથા સરકારનુ એકસરખુ મોટુ માન
જીતી લીધુ છે, અને જેઓ પોતાના પર-
માર્થી દીન અને છુપી સખાવતથી ઘણાક
રંક લોકના મુરબ્બી સમાન
થઇ પડેલા છે,

તેમને

તેઓની એવી કીર્તીભરી જીંદગી તથા કારકીર્દીની પીછા
ણમા, અને અકસર કરી તેઓ પારસી કોમ તરફ
જે પ્રીતીભાવ ધરાવે છે તેની કદરદાનીમા,

**તેમની રૂડી કારકીર્દી તથા સુકીર્તીના ગાયનરૂપી**
**સારની આ નાની ચોપડી,**

**મોટાં માન અને ઉંડા ભકતીભાવ સાથ**

અર્પણ કીધી છે

# દીબાચો

---

વાચનારાઓની સેવામા આ નાનકડી ચોપડી રજુ કરતા હુ પેહલે ધરથીજ કબુલ કરી દેવુ છુ કે, એ મધે જે કઇ ગીતો તથા ગરબાઓ વીગરે ગાયન મે જોડી મુકેલા છે તે મારા પેહલવેહલાજ જોડેલા છે, જેથી તેમા ખામીઓ થયલી હશે તે ખામીઓ જો અનુભવી બાઇઓ કે વીદ્વાન ગ્રહસ્થો મને જણાવશે, તો તેઓનો મોટો ઉપકાર માનશ, તથા હવે પછીની મારી કોશીશમા સુધારો કરશ પેહલી કોશીશમા ભણેલા મરદો થાપ ખાય છે, તો મુજ અભણ અબલાની શુ બીસાદ? મારી તો ખાત્રી છે જે, આએ ગીતો ગમે તેવા કદાચીત ખામી ભરેલાબી હોશે તોબી મારી બેન-પણીઓ તો સરઅવસરે એ હોસે હોસે ગાશેજ, કેમકે એ ગીતો પારસીઓમા તથા આગલ વધીને આખી મુબઇને પ્રીય થઇ પડેલા ખુશ્રેરંગ ડાકટર બ્લેનીના છે ડાકટર બ્લેનીને કોણ નથી પીછાનતુ? કોણ નથી વખાણતું? ને કોણ નથી ચાહતું? એવણની લોકસેવા, એવણનુ સાચવટ, એવણનુ દયાલુ દીલ, ને શેવટે એ સધળા વડે એવણે મેલવેલી રૂડી કીર્તી વીશે આપણે જ્યારે વીચાર કરીએ છઇયે, સારે આ-પણથી વાહવાહ! શાબાશ! આફ્રીન! એમ બોલ્યા વગર રેહેવાતુ નથી એ ભલા ડાકટર સાહેબની ડાકટરીનો લાભ મુજના ગરીબ કુટુબને પણ મળેલો છે, જેથી હુ એવણના વેહેવારમા આવેલી છઉ તે પ્રસગોએ એવણના ઉમદા ફરેસ-તાઇ ગુણો જોઇ, તથા દરરોજ ન્યુસપેપર વીગરેમા એવ-ણની સેવાના કામો વાચી, મને એ પરમાર્થી ગ્રહસ્થ વિષે અતીશે મોટુ માન ઉપજ્યુ હતું તેમા પેલા પ્રખ્યાત ને કમનસીબ ટાવર કસની વખતે એવણે સાચવટને વલગી

રહી મરનાર બેહસ્તવાસી બાઇ બચુબાઇ તથા પીરોજબાઇને જે ઇનસાફ આપ્યો, તથા મુંબઇની પારસી કોમની સેવા બજાવી, તેથી મારૂ દીલતો એ બુઝોર્ગ પીતા સમાન નરપર ફીદાજ થઇ ગયુ એવણની કીર્તીના કઇ કઇ ગીત જોડાયલા મારા વાચવામા આવ્યા છે તે હુ હમેશ હોસહોસે ગાઉ છુ પણ તે ટુકા ને મતલબમા અધુરા હોવાથી મને ધરવ આવ્યો નહીં તેથી મને એવો વીચાર આવ્યા કીધો જે, ડાકટર બ્લેનીની આખી કીર્તીના સામટા ગીત હુ પોતે જોડુ તો કેવુ સારૂ ? મને એ ચીજનો ઘણો સોખ ને જરારતી માહાવેરો હોવાથી મે તે ગીત જોડવા માડયા, ને જોડાયા પછી તેને છપાવી પ્રગટ કરવાની ઉલટ થઇ પણ મારા જોડેલા જેમના તેમજ છપાવી દેવુ તે મને ઠીક લાગુ નહીં, જેથી અમારા કુટુબના એક મેહેરબાન મીત્ર, જેવણ એ બાબતમા માહીતગાર તથા અનુભવી છે, તેવણ પાસે સુધ-રાવીને આએ ચોપડીમા છપાવ્યા છે, તે કબુલ કરવાને હુ લજવાતી નથી એ તસ્દી લેવા માટે એ ભલા ગ્રહસ્થનો આએ તકે મોટો ઉપકાર માનું છુ શેવટે મારી એટલીજ ઉમેદ છે જે, આએ ગીતો મારી બેનપણીઓ હમેશ સર અવસરે ગાયા કરે, કે જેથી આપણા ભલા ડાકટર બ્લેનીનું પણોવુ નામ આપણા કુટુબોમા રમતુ રહે, ને આપણી આ-વતી ઓલાદ પણ તેના ઉપર આફરીન કરે

મુબઇ, તા૦ ૨૫ મી ડીસેમ્બર ૧૮૯૪

ડા૦ ર૦ ન૦ આંત્યા.

૫૯૪૮

# બ્લેની ગીતાવળી.

અથવા

## ડાક્ટર બ્લેનીની કીર્તિનાં ગરબા ગીત.

—— o ——

## શરૂઆત—સામાન્ય વખાણ.

### ગરબો.

રાહ—" સજ્જન શાણા, સમજીને સહુ પ્રીતે પુત્રી શીખવે "

સખી ચાલોની, ગાઇયે ગરબા રૂપે કીર્તિ બ્લેનીની –ટેક

કે મુબઇનો તે ડાક્ટર છે,
જુનો જાણીતો નેક નર છે,
દેશીઓનો ખરો મીતર છે રે—સખી ૧

માનીતો આપણો કારોનર,
જાણીતો બહુને ઘરેઘર,
પણોતો જુરીનો ડાક્ટર રે—સખી ૨

સાચો સખી ને સદગુણી,
છપાણી મુબઇની જુની,
દુઃખ ટલે તેના ગુણ સુણી રે—સખી ૩

તે અંગ્રેજ બચ્ચો છે જાતે,
મલતો દેશીને સહુ વાતે,
સ્વતંત્ર સાદો રીતભાતે રે—સખી ૪

જોણે અરધી સદી એક ચીતે,
બજાવી લોક સેવા પ્રીતે,
હર કામે ને હર રીતે રે—સખી ૫

પરજાત છતા છે પોતાનો,
નહી ફેર ગણે છોટ મોટાનો,
ધીક્કાર જેને છે ખોટાનો રે—સખી ૬

શહેર ખાતા તણો અધીકારી,
બહુ દેખાડે આપ અખ્તીઆરી,
ને સેવા બજાવે સારી રે—સખી ૭

રંકોનો સાચો હીમાયતી,
સચ્ચાઇ ને ન્યાયનો સગાતી,
ચોમેર ધરાવતો વીખ્યાતી રે—સખી ૮

આ રાજ ને તાજની બાજુ છે,
પાણી જેનામા ઝાઝુ છે,
બુઢો છતા મન તાજુ છે રે—સખી ૯

તે પારસી લોકનો ખેરખાહ ખરો,
જીગર જેનુ દયાનો ઝરો,
ઇશ્વર એનું કલ્યાણ કરો રે—સખી ૧૦

દીલનો દયાલુ ને સખી ઘણો,
કઇક વીધવા ને રંક જનો
ને દેછે માસીક લવાજમો રે—સખી ૧૧

સીંહ સરખો તે હરીફાઇમા,
બાલક સરખો સાદાઇમા,
ને ફરેસ્તા સરખો ભલાઇમા રે—સખી ૧૨

રોજ વધજો તેની નામદારી,
નેકી ને સખાવત રહો જારી,
*લેનીપર જઇયે વારી રે—સખી ૧૩

—— ૦ ——

# જન્મ ચરીત્રનો સાર

રાહ—"ચાલો સજની ચંદની રજની રમતા ગીતડા ગાઇયેજી"

ટામસ બ્લેની જીંદગી જેની—આપે ઉમદા બોધોજી,
ગરબે ગાઇ દીલથી ચાહી—સાર સુગંધી શોધો—
સહીઅર વહાલીજી—ટેક

સન અઢારસો તેવીસના સાલમા—જન્મ્યો વેલાત ખાતેજી,
વેલાત ખાતે જન્મ્યો, પણ—જાણે હીંદને માટે—
સહીઅર વહાલીજી ૧

ત્રણ વરસની બાલક વયે—હીંદુસ્તાનમા આયોજી,
"પુત પણોતો પાલણામાથી"—સાક્ષાત પ્રગટ થાયો—
સહીઅર વહાલીજી ૨

તેર વરસની કાચી વયે—એપાથીકરી થાવાજી,
દાખલ થયો વૈદક શાળામા—રળીને રોટલો ખાવા—
સહીઅર વહાલીજી ૩

અઢારસો સાડતીસના સાલમા—વેલાત કોરક શેહરમાજી,
એ એલમની પરીક્ષા આપી—પસાર થાયો તેમા—
સહીઅર વહાલીજી ૪

સરકારી નોકરીમા જોડાઇ—એજ સાલ પાછો આયોજી,
મુંબઇ શેહરમા, વતન કરીને—પક્કો શેહરી થાયો—
સહીઅર વહાલીજી ૫

યુરોપ્યન જેનરલ નામે—મોટી હારપીટાલમાજી,
સોને પગારે એપાથીકેરી—રહ્યો નર એ ગાજી—
સહીઅર વહાલીજી. ૬

ચોવીસ સાલ સરકારી નોકરી—ટુંક પગારે કીધીજી,
અઢાર સાઠમા પેનશન લઇને—નોકરી છોડી દીધી.—
સહીઅર વહાલીજી. ૭

જગા તે છેડી તબીયત અર્થે—પકડી આપઅખતીઆરીજી,
ખાનગીપણે વૈદક ધંધો—ઘોકારે કીધો જારી —
સહીઅર વહાલીજી. ૮

જાહેર કામમા ભાગજ લેવા—લાગો તેની સાથેજી,
પોતા સાથે લોકનુ રક્ષણુ—ઉચકી લીધુ માથે —
સહીઅર વહાલીજી ૯

નસીબ દેવી પ્રસન્ન થાઇ—લક્ષ્મી પણુ ખુબ ઉછલીજી,
એ ધંધાથી બન્નેની ઘેરે—જાણે ટંકશાલ ઉઘડી —
સહીઅર વહાલીજી ૧૦

એ હીંગામમા આઠ સાલ વેર—જાહેર લખાણુ કીધાજી,
પ્રજા હીતના, બંડોલ ભરીઆ—સાચા શુદ્ધ ને સીધા —
સહીઅર વહાલીજી ૧૧

"શેર મેનીઆ"મા, ચીત ઠેકાણે—રાખી, તેને હરચોજી,
"આર"ની સહીથી પત્રો છપાવી-લોકનો રાહબર બન્યો —
સહીઅર વહાલીજી. ૧૨

અઢારસો અડસઠમા થાયો—સુલેહનો અમલદારજી,
માથે લીધી તે અરસાથી—શેહર સુધરાઇની ચકચાર —
સહીઅર વહાલીજી ૧૩

થઇ જ્યાગ્થી કારપોરેશન—થયો તે શેહર સમાજીજી,
શેહર સમાજના મેમ્બર દાખલ—નીવડયો તે ગાજી —
સહીઅર વહાલીજી ૧૪

બબ્બે વેલા એ સમાજનો—ચુટાયો તે પ્રમુખજી,
કર ભરનારી શેહરી વસ્તી—પામી તેનાથી બહુ સુખ —
સહીઅર વહાલીજી. ૧૫

ટાઉન કાઉનસીલની સભાનો—મેમ્બર પણ તે થાયોજી,
શેહર સુધરાઇની કોઇ શાખામા—પછાત તે નહી રહ્યો —
સહીઅર વહાલીજી ૧૬

અઢારસો છોતેરના સાલમા—નેમાયો "કારોનર" જી,
આવ્યો લોકની જાણુ પીછાન ને-વીશ્વાસમા તે જબર —
સહીઅર વહાલીજી ૧૭

સાત વરસપર ભાયખલ્લામા—'બ્લેની શાળા'' ખોલીજી
જાતભાઇના ભમતા બાળ કાજ—ગાડનો ગરથ તોલી —
સહીઅર વહાલીજી ૧૮

અઢારસો ચોગણુ સાલમા—થાયો તે "ખી આઇ ઇ" જી,
ખેતાબ એ બખસ્યો સરકારે—કદર સેવાની બુજી —
સહીઅર વહાલીજી ૧૯

એજ સાલમા બાવલુ તેનુ—ધુમથી અહીં મેલાયુજી,
પ્રજાની પીછાનનુ કામ એ—મોટામા મોટુ થાયુ —
સહીઅર વહાલીજી ૨૦

સેવા તેની હજુ વધશે—ને કીર્તી પણ વધશેજી,
આપણુ તે સહુ હરખે જોઇશુ—સતોષ મોટો મલશે —
સહીઅર વહાલીજી ૨૧

તે જોવાને જીવાડો તેને—ઇશ્વર ઘણા સાલોજી,
જશ કીર્તી ને જર જોર સાથે—તનદરસ્તી આળો —
સહીઅર વહાલીજી ૨૨

——'o'——

## ડાકટર તરીકેની વીખ્યાતી

રાહ—"જમાના ને જેહાનદારો, સહુનો તુ સરજનારો"

બલેની તું ખરો ડાકટર—તબીબ જુનો કશાએલ નર,
ધરાવે ખુબ તબીબાનો—અનુભવ ને પુરો હુંનર —બ૦ ૧

દવા તારી ચમતકારી—ઉપાય તારા ખરે રામબાણ,
પરખવામા દરદ ને રોગ—નજર તારી પોહચે ભીતર—બ૦ ૨

રોગો તુંથી ટલે મોટા—મરણ તુથી કરે કાબુ,
મલે જટ તનદરસ્તી ને—ફલે ઉમેદ, રીઝે જીગર —બ૦ ૩

તું હાથે જશ, તુ પાગે જશ—તું મોહડે જશ, તું પામે જશ,
ખુદાએ તુને દીધો જશ—જશજ તારો થયો નોકર —બ૦ ૪

ધરે ધીરજ આજારી—જોતા તારો સુખી મુખડો,
ફરેસ્તા સમ ગણે તુંને—ધરે હીંમત, હણે દુ:ખ દરદ —બ૦ ૫

કુટુંબ દેશી તુને ચાહે—તુંથી પામે કરાર બીલકુલ,
પડીકું ધુલનું તારૂ—કરે અમૃત જેવી અસર —બ૦ ૬

નથી તુંજ નામને છેડે—પુછો પદવીના અક્ષરના,
છતા મેલવે ધરાકી તુ—વધુ મોટી, બહુ ગજ઼બ —બ૦ ૭

થશે થોડા તો તુંજ જેવા—તબીબ પકકા કુનેહવાળા,
નરમ જાતે, મીઠા વાતે—દયા ળો ને દાનેશવર —બ૦ ૮

અભીમાની જરા નહી દીલ—તુમાખી તોર પણ નહી લેશ,
ગણે સરખા મોટા નાના—ગરીબ ગુરબા અને માતબર —બ૦ ૯

ગરીબો કંઇક અને વીધવા—દવા મુફત પામે તુંથી,
ભરી મોટા ખુંકો નહી તું—ચુસે લોહી, બની બેદર —બ૦ ૧૦

જમાનાનો તું છે "લુકમાન"—રોગીઓનો ખરો પાસ્બાન,
તબીબ દાખલથી કીર્તી તુંજ—રેહશે આ શેહર સદા અમર
—બલેની. ૧૧

——.o·——

६०१२



# કારોનર તરીકેની કીર્તી.

રાહ—"નરસો બજાર લેવા જાય"

બ્હેની કીર્તી રહી જાશે,
નહી કોઇ થાયો ને થાશે— १
"કારોનર" તેના સરખો,
મુંબઇ નગરીએ નીરખો— २
અઢારસો છોતેરના સાલે,
નેમ્યો મુંબઇ સરકારે— ३
ઓહ્દા રૂડી રે રીતે,
તેણે બજાવ્યો નીતે— ४
બહુ સ્વતંત્રતા રાખી,
ને લોક પ્રીયતા ચાખી— ५
તોલ્યો ન્યાય વલી સાચો,
નહીં કઇ અનુભવ કાચો— ६
લોકની હાલત ને રીતી,
દેશની જોઇ લઇને સ્થીતી— ७
લીધુ સાવચેતીથી કામ,
લોકમા ગવાઇ રહ્યુ નામ— ८
સેકડો જુરીઓ ભરી,
કસુર દાખવી નહી જરી— ९
લોકની અગવડો ટલી,
સગવડ મેયતમા મલી— १०
કેહવાઇ "જુરીનો ડાકટર,"
મોહડે ચહડયો તે ઘર ઘર— ११
ભોગવી ઓઘો અઢાર સાલ,
છોડયો માન સાથે તે હાલ— १२
વખાણ તેના પણ ગાઇયે,
વળી ઉપકારી રહીએ.— १३

———.o.———

# શેહર સુધરાઇ સંબંધી સેવા.

## ગરબી.

રાહ—“ મલજો મલજો મનજો રે મારા શ્યામ વેહલા મલજો ”

વાઘ છે વાઘ છે વાઘ છે રે
શેહર સુધરાઇનો તું વાઘ છે —ટેક

વાઘ જેમ બળથી ગણુ ગજાવે,
ગાજે તુથી શેહર સમાજ છે રે —શેહર૦ ૧

મુંબઇ મ્યુનીમીપાલીટીનુ,
તુ જાણે ખરૂ નાક છે રે—શેહર૦ ૨

આપખુદ અમલદારોને દીલ,
તુજ પરપુછનો ધાક છે રે —શેહર૦ ૩

મુંબઇની શોભા ને સફાઇમા,
તુજનો મોટો ભાગ છે રે —શેહર૦ ૪

“તાનસા” ને “તુલસી”ના તલાવનો,
બ્નેની કેહેવાય “બાપ” છે રે.—શેહર૦ ૫

એ ખાતાના સુધારા અર્થે,
જેહમત તુજ અથાગ છે રે —શેહર૦ ૬

ઇમ નથી જાલબ્યા હૈયે,
કર ભરનારના લાભ છે રે —શેહર૦ ૭

લડીને તોડી “જળ સીંડીકેટ,” *
સેવાની એબી સાખ છે રે —શેહર૦ ૮

---

* ૧૮૭૬ ના સાલમા વાટર સીંડીકેટને નામે એક મંડળી, મુંબઈમા પોહચાડવાનુ પાણી એકહાથ કરી લેવાનો વેપલો કરવા માટે ઉભી થઈ હતી, અને તેથી શેહરીઓને બહુ નુકસાન થવાની ધાસ્તી હતી, પણ ડાક્ટર બ્લેનીની લડતથી તે સીંડીકેટ ભાગી પડી હતી.

શેહર સમાજની સભાઓ ટાણે,
હાજરી વુજ બીના ખાચ છે રે —શેહર૦ ૯
બબ્બે વેળા બનીને પ્રમુખ,
શોભાવી શેહર સમાજ છે રે —શેહર૦ ૧૦
ટાઉન કાઉનસીલમા પણ દાખલ થઇ,
બતાવી શેહરની દાજ છે રે —શેહર૦ ૧૧
શેહર મમાજનો સદાનો સાથી,
જાણે જનમથી લાગ છે રે —શેહ૦ ૧૨
મુબઇ તારી કારકીર્દીમા,
બની ગઈ એક બાગ છે રે —શેહર૦ ૧૩

—— o ——

## ૨ કોની દાઝ અને છુપી સખાવત

### ગરબી.

રાહ—" સદા ફકીરી ક્યા દલગીરી સદા મધનમે રેહના રે "

દયાલુ દીલનો, સખી જીગરનો, ગરીબોનો ખરો વાળી રે —ટેક
દેખે સાભળે જ્યા મુશ્કલેસી,
મદદ કરે ઝટ ચાલુ રે —દયાલુ૦ ૧
નાવારેસ કઇક બાળકોનો,
થઇ પડયો છે પીતા રે —દયાલુ૦ ૨
વીધવા કઇક નાચાર બેચારનો,
થયો છે ધણી ને ધોરી રે —દયાલુ૦ ૩
બાજુ વીનાના કાઇક નબલાની,
થઇ પડયો છે બાજુ રે —દયાળુ૦ ૪
પરદેશીનો તે દેશી ને
પરજાતીનો જાતી રે —દયાળુ૦ ૫

પારકાનો તે બેલી બને છે,
નહી મીત્રનો મીત્ર રે—દયાળુ૦ ૬

પૈસા એના મનથી કાંકરા,
સુમારગે વેરે રે—દયાળુ૦ ૭

પારકા રંકના પોષણ કાજે,
ધનની ખેતી ખેડે રે—દયાળુ ૮

વીના માગવે, ગુપ ચુપ રીતે,
આશરો ચાલુ આપે રે—દયાળુ૦ ૯

આશરો આપી દુખી દર્દીના,
સંકટો સહુ કાપે રે—દયાળુ૦ ૧૦

કાઇકોને પેનશનો પોહચાડે,
ને કાઇકને દરમાયા રે—દયાળુ૦ ૧૧

કઇકને રોકડા, કઇકને કપડા,
કઇકને ભાખરી રોટી રે—દયાળુ૦ ૧૨

સંખ્યાબંધ રંક દર્દીઓને,
ઓસડ મુફ્ત આપે રે—દયાળુ૦ ૧૩

ઓસડ ઉપરાંત કઇકોને તો
સામા પૈસા તોલે રે—દયાળુ૦ ૧૪

પારસી કોમમા એની મદદનો,
પોહચે હીરસો મોટો રે—દયાળુ૦ ૧૫

જીલ્લા સુધી દર નાતાલે,
રૂપીઆ એમ વેહચાવે રે—દયાળુ૦ ૧૬

આંધલા પાગલા નાચાર બેચાર,
મેળવે તે ઘેર બેઠા રે—દયાળુ૦ ૧૭

માન ચાનની આશા વીના,
ફરજ માની, બજાવે રે—દયાળુ૦ ૧૮
થોડાજ હોય છે સખીઓ એવા,
વેરે ગુપચુપ નાણા રે—દયાળુ૦ ૧૯
જમણે હાથે આપે પૈસા,
તે ડાબો નહીં જાણે રે—દયાળુ૦ ૨૦
બ્લેની તેનો ખરો નમુનો,
જમાને હાતમ જેવો રે.—દયાળુ૦ ૨૧

—— o' ——

## દયાલુ દીલ–ભાંયખલા "બ્લેની સ્કુલ"ની સ્થાપના

'સખી કુસ્તી વણવા જઇએ"—એ રાહ.

એની માયા છે દુન્યતી ભારી,
સહુ રંકપર રેહતી જારી રે—એની૦ ટેક

જોયા બાળક એણે જાતે,
યુરોપ્યન યુરેઝયનના તે,
રસ્તે મોહલે એકલા ભટકે,
ચીંઠડે હાલે ખટકે ખટકે,
ભાયખલાને મોટે લત્તે
જોઇ દુઃખ લાગુ કારી—એની૦ ૧

પતાવી રીજવી તેમને તેડી,
શીખવી, ટાલી હાલત ચેડી,
વર્ગ ઉઘાડી આપ ઘેરમા,
રાખી તેમને જાતી કેરમા,
કેલવણી આપી ખુશ લેહરમા
ભુડાઇ હાંકી કહાડી—એની૦ ૨

મીઠાઇ મેવા હેતે ખવાડી,
ભોજન સારા હેને જમાડી,
અભણોને ભણતા કીધા,
સરકશ તેને નમતા કીધા,
સત સગતમા રમતા કીધા
ગરજ બાપની સારી—એની૦ ૩

થઇ જ્યાર સખ્યા પોણો સોની,
મદદ મેળવી નેક પુરૂષોની,
ખાસ એક શાળા ઊઘાડી,
"બ્લેની સ્કુલ" એ નામજ પાડી,
રૂડી પેરે તે વધારી
એવો પરોપકારી—એની૦ ૪

પર જણ્યાનુ કોને લાગે?
ધર્મ એવો હોય કોને ભાગ્યે?
દીલ જેનુ પરમાર્થી હોએ,
જે જન મહા પ્રતાપી હોએ,
તેજ એવા પુણ્ય ને જશ લીએ
બુદ્ધી સુજે સારી—એની૦ ૫

—— o ——

## ટાવર કેસ વેલાની સેવા

### પદ.

રાહ—"મદદ કરો મુજને ઓ દાદગર ખુદા"

બ્લેની તારી સેવાભારી ટાવર કેસની,
મોટી, જે ચોટી રેહશે દીલમા હમેશની.—ટેક.

૨ક અમ કોમપર આફત એ હતું,
દેખીતું જે ખુન તે વટાવમા જતું

સુખના શરબતમા ભેલાયુતું કડુ,
દુ ખથી–ડરથી–ડામથી–
દીલ ધ્રુજતું–ચીત ભમતું–ધર ભખતું,
બ્હીક કલેશની—બ્લેનીο ૧

રાસ્તીનો હાથ ઝાલી સાહય તુ થયો,
કારોનર તરીકે તું અતી મક્કમ રહયો,
ને સતાના તેજથી અ જાઇ નહી ગયો,
સાચની–આચથી—વાજબી–
ન્યાય તોલ્યો–સત ખોલ્યો–ભેદ ખોલ્યો,
પાડી રોગની—બ્લેનીο ૨

બચુબાઈ પીરોજબાઇ સુદરી ભલી,
કર્પીન કોઇ શેતાનથી ખાકમા મલી,
કોશેશ થઇ કલક જુઠ લગાડવા વળી,
બ્લેની તે—દાગ તે–ન્યાય વડે,–
ધોઇ નાખી=ખુન પાપી–ઠરાવી, આપી,
દલીલ દોષની—બ્લેનીο ૩

નેકનામી તારીમા એ નેકનામી મોટ,
દીપવે વધારે તુંજ કીર્તીનો કોટ,
પાયો પ્યાસા જીવડાને પાણીતણો ગોટ,
રહીશુ—ચાહીશુ—ગાઇશુ–
ઉપકારી તુંજ–સુખકારી તુંજ–નામદારી તુંજ,
સાથ જશની—બ્લેનીο ૪

—— ૦,——

# શેહરીઓ તરફનાં બાવલાંનુ માન

## ગરબો.

રાહ—"જોયુ જોયુ રે કોહલાપોર શેહર, વડોદર બહુ સાર"

ચાલો ચાલો રે સખી સહુ સાથ—જોવાને જઇએ,
ખુલુ મેલાયુ બાવલુ સુઘાટ—દર્શન તે લઇયે—ટેક.
અર્ધી સદીની સેવા બુજી—લોક થાયા તૈયાર રે,
બ્લેની સાહેબનું બાવલુ સ્થાપી—માની લઇયે ઉપકાર—જોવાને૦ ૧
અઢારસો બાણુ ના સાલમા—સભા મોટી ભરાઇ રે,
ફરામજી કાવસજી હાલમા—બુજવાને ભલાઇ—જોવાને૦ ૨
સર જમશેદજી જીજીભાઇ—હતા જેના પ્રમુખ રે,
ઇચ્છા દાખવી બાવલુ કરવા—સભાજને અચુક—જોવાને૦ ૩
બાવલા મ ટે ફ ડ કરવાનો—થયો તેમા ઠરાવ રે,
સેજ માસમા વીસ હજારનો*—થઇ ગયો જમાવ—જોવાનો૦ ૪
નાણુા ભરવા ભરાવવ ને દીલથી મચ્યા દેશી રે,
એદલજી ભરૂચાએ તેમા†—જેહમત જબરી ખે ચી—જોવાને૦ ૫
બાવલુ સુ દર ઇટલીથી—થઇ આવ્યુ તૈયાર રે,
શોભે છ આજે જે દર્શનથી—આ મુબઇ ગુલજાર—જોવાને૦ ૫
શેહર સુધરાઇનો મહાન મેહલ ને—વીક્ટોર્યા ટર્મીનસ રે,
બાટીઆ બાગના મુખડાવાલો—ચોક અતી સરસ—જોવાને૦ ૭
ઉભુ કીધુ તેના વચ્ચે—સુદર રોનક સાથ રે,
તે ખુલવાની કીરયા થાઇ—એકવર્થને હાથ‡—જોવાને૦ ૮
બીજી જુન અઢાર ચોરાણુ§—એ પણોતે દીન રે,
રાજકય ધામધુમથી થાઇ—કીરયા એ રગીન—જોવાને૦ ૯

---

* વીસ હજાર રૂપયા.

† મી૦ એદલજી ડોશાભાઇ ભરૂચા, જેઓ ડાકટર બ્લેનીના ખાસ મીત્ર થાય છે

‡ મુબઇનો મ્યુનીસીપલ કમીશનર મી૦ એકવર્થ

§ તારીખ ૨ જી જુન ૧૮૯૪

સુશોભીત એક મ ડપ મધે–કીધીતી બેઠક રે,
પાદશાહી દરબાર સરખી લાગે–જેની શુભ રોનક.–જોવાને૦ ૧૦
મેલા સરખો થયો મેલાવડો–લોકના મલ્યા થોક રે,
તેહેવાર પેરે ગાજી રહયો–એ જશવતો ચોક–જોવાને૦ ૧૧
સઘલી જાતના, સહુ વરગના–નાના મોટા જન રે,
ગાય વખાણે એક અવાજે–ખ્લેની દુ ખ ભ જન –જોવાને૦ ૧૨
એકવથે સાહેબે ભાષણ રૂપે–ખ્લેનીનું બયાન રે,
કહી સ ભળાવ્યુ વીસ્તારીને–સાથ ભેલી વખાણ.–જોવાને૦ ૧૩
ખુલ્લુ મેલ્યુ બાવલુ રૂડુ–હરખ પુકારની સાથ રે,
વાજ ગાજ ને તાલી થોકનો–થઇ રહયો ગગડાટ –જોવાને૦ ૧૪
જેમ દેવતાની મુર્તી નીરખી–વધે આખનુ નુર રે,
થ ડક પામી ભકતી ભાવથી–નમ્યા લોક આતુર –જોવાને૦ ૧૫
પુજાયો શેહરી દેવતા પેરે–મટીવાન મનુષ રે,
ખરો ભાયગવાન મહામતાપી–ખ્લેની મહાપુરૂષ.–જોવાને૦ ૧૬
મલ્યુ તેની માહા જેહમતનું–મહાભારત ઇનામ રે,
વીના માગવે વીના ઇચ્છવે–ફલ્યા રૂડા કામ –જોવાને૦ ૧૭

—— ૦ ——

## શેવટની દુઆ

### રાહ–અંગ્રેજી: "કમ લેન્ડ લાર્ડ."

તુ જગમા જીવજે સાલ બહુ,
ઉદયોગમા પામજે માલ બહુ,
નેકનામી તારી જ્યાદ થજો,
દીલદીલે તારી યાદ થજો,
જગમા તુજ જયનો નાદ થજો
એ આશીષ તુંજને ફલો —૧

જેમ કરતો રહેછ તુ ખેરખાહી,
સઉ જનનુ દીલે હીત ચાહી,
તેમ કરજે તારી ઉપર મેહર,
તે બાપ જગતનો, લીલા લેહર,
ખુરા વકતી ખુશદીલી ને ખેર
એ આશીષ તુંજને ફલો —૨

જેમ દીપ્યો છે તેમ દીપતો રેહ,
જળ ખેરાતનું ખુબ સીપતો રેહ,
લોક જીવ તુ પર કરે કુરબાન,
અર્પણ કરે તું પર દીલ જાન,
રબ રેહજો તારો નેગેહબાન
એ આશીષ તુંજને ફલો — ૩

જય જય પોકરાઓ બ્લેનીની,
આશીષ ફલો અમ બ્હેનીની,
રે બ્લેની તારા ગાઇએ ગીત,
રે બ્લેની તારૂ ચાહીએ હીત,
રે બ્લેની તુપર કરીએ પ્રીત
એ આશીષ તુંજને ફલો —૪

સમાપ્ત.

# ચાંદબીબી

અથવા

## એક મહાપ્રતાપી બેગમ.

એ નામની

## એક હીંદી ઐતીહાસીક વાર્તા

———— ० ————

ભાષાંતર કર્તા

**પેસ્તનજી જમશેદજી સત્થા**

કર્નલ મેડોસ તેલરની વખણાયલી કલમથી લખાયલી નાવેલોમાની આ એક ઘણી સરસ નાવેલનો ગુજરાતીમા સરલ ભાશામા તરજુમો છે

**કીંમત રૂ ૨—પોસ્ટેજ )= વધુ**

**ઠેકાણુ—કોટમા** ગુજરાતી પ્રીંટીંગ પ્રેસ, દી લખમીદાસની કુ० લેટ—કરાણીની કુ०, પી. દી મુક્રાદમ

**ધોબીતલાવ**—નાનાભાઇ બેજનજી કરાણી

# નવા પુસ્તકો.

## જેહાંગીર કરાંણીવાલી ગુજરાતી પુસ્તકમાળા

# રસીક વાર્તાઓ

### જુદાં જુદાં કસાયલા પ્રખ્યાત લેખકોથી લખાયલી વાર્તાઓનો સંગ્રહ

એમા જુદી જુદી નીચે પ્રમાણેની અગીઆર વાર્તાઓ સમાયલી છે.

૧ ગુન્હેગાર કોણ? ૨ ફલી અને ફ્રેની ૩ એક ફીસણી ચોર ૪ અદી અબજપતી ૫ એક અજબ ક્હાણી ૬ યાસમીન સુરી ૭ કાકાજીના વારસો ૮ ખુરનો ગુલામ યાને ફીનાનો કેહેર ૯ યુસફખા ૧૦ સોરટીની ટીકીટ ૧૧ મારી હીરાની વીંટી અથવા ચાલાક ઠગ

આટલી વાર્તાઓના સગ્રહવાલા મોટા કદના પુસ્તકની

**કીમત માત્ર આના આઠ.**

---

# ન્હાની મોટી વાર્તાઓ.

જે મધે નીચલી ઘણી સરસ ૧૬ વારતાઓ છે—૧ ગુસ્નાદજી ફુવા, ૨ રાધુજીઆની ગત, ૩ ભુતનો ભરમ, ૪ અસલાજીનો ગુનાહ, ૫ જાગીરદાર જેહાગીર, ૬ મામા ભાણેજ યાને ભુલા પડેલા કાગળે મેલવેલો આપેલો દીકરો ૭ દાટેલો ખજાનો ૮ સોદાગર નરીમાન, ૯ "એ સઘલુ પ્યારને માટે," ૧૦ મેહરજી શેઠ, ૧૧ ગાઠ વાલો રૂમાલ ૧૨ ખજુરનું ખોતુ, ૧૩ અહમદ અથવા મીયાનું નસીબ કે બીબીનું કીસમત? ૧૪ એક ભય ભરેલી છુપી વારતા, ૧૫ મોતીની માલા, ૧૬ હરબર્ટ સુરની પરોણી

**કીંમત આના ૮.**

**ઠી. લખમીદાસની કું૦ લેટ-કરાણીની કું૦**

પારસી બજાર સ્ટ્રીટ કોટ, મુબઇ